॥ श्री निवासायनमः ॥

॥ श्रीमते रामानुजायनमः ॥

॥ श्रीमद्वेदांतमहागुरवेनमः ॥

# ॥ श्री वैष्णव सिद्धांत सार ग्रंथः ॥

आ ग्रंथ--द्राविडदेशस्थ

श्री रामानुज संप्रदायना आचार्य मुख्य

श्री निवास वेदांत राघवाचार्य स्वामी

एमणे बनावी प्रसिद्ध कर्योछे.

आवृत्ति १ ली ५०० पुस्तक.

अमदावाद:

युनियन मुद्रालयमां मुद्रीत कर्यो.

संवत् १९४६. सने १८९०.

श्री ४२७१

॥ श्री निवासायनमः ॥

॥ श्रीमते रामानुजायनमः ॥

॥ श्रीमद्वेदांतमहागुरवेनमः ॥

# ॥ श्री वैष्णव सिद्धांत सार ग्रंथः ॥

आ ग्रंथ--द्राविडदेशस्थ

श्री रामानुज संप्रदायना आचार्य पुरुष

## श्री निवास वेदांत राघवाचार्य स्वामी

एमणे बनावी प्रसिद्ध कर्योछे.

आवृत्ति १ ली ५०० पुस्तक.

अमदावादः

युनियन मुद्रालयमां मुद्रीत कर्यो.

संवत् १९४६. सने १८९०.

## ॥ श्री निवासःपातुमाम् ॥

### ॥ श्री शठकोप रामानुज वेदांत देशिकेभ्योनमः ॥

## ॥ श्री वैष्णव सिद्धांत सार ग्रंथः ॥

आ ग्रंथ सर्व श्री वैष्णव लोकोने अनादी एवा श्री वैष्णवसंप्रदायो पनामक. श्रीरामानुज संप्रदायना सारांश मालम पडवा सारु. तथा मित बुद्धिवाळा तथा अमित बुद्धिवाळा. सर्व पुरुषोने पण आनंद पमाडवा वास्ते द्रामिडदेशीय कांची पासे पेरंग्यूर ग्रामना रेहेवासी पण पोताना शिष्यलोकोना मनोरंजनार्थ गुजरातदेशना वडोदरा, डभोइ, अमदावाद इत्यादि ग्रामोमां निवास करनारा गार्ग्य कुलोत्पन्न श्री श्रीनिवासाचार्य स्वामीजीना पौत्र श्रीश्रीनिवासवेदांत राघवाचार्यस्वामीजी, एमणे बनावी प्रसिद्ध करी छे. माटे अवश्य सर्वे श्री वैष्णव पुरुषो आदरथी वांची मुख्यार्थ समजवुं जोइए.

संवत् १९४६ ना कार्तिक शुक्ल पंचमी मंगलवारना दिवसे

श्रीमन्नारायणनी इच्छाथी संपूर्ण थयो छे.

# वैष्णव सिद्धांत सार ग्रंथस्थ विषयानुक्रमणिका.


| विषयनामानि. | पृष्ठानि. |
|---|---|
| १ मंगलाचरणम्.... .... | १ |
| २ आस्तिक धर्म स्थापनम् .... | २ |
| ३ सात्विक राजस तामस श्रुति स्मृति पुराण धर्म निर्णयः.... | २ |
| ४ अनादि सत्संप्रदाय निर्णयः | ५ |
| ५ अनेक मतोत्पत्तिः.... .... | ६ |
| ६ आचार्यावतार कारणम् .... | ७ |
| ७ पंच संस्कार माहात्म्यं .... | १० |
| ८ अवैष्णवत्वे प्रसवायः .... | १५ |
| ९ आचार्य लक्षणम्.... .... | १५ |
| १० शिष्य लक्षणम् .... .... | १६ |
| ११ तत्वत्रयमम्.... .... .... | १८ |
| १२ अर्थपंचकविवरणम्.... .... | १९ |
| १३ मुख्यमोक्षोपाय कथनम् .... | १९ |
| १४ श्री वैष्णव धर्म विवरणं.... | २१ |
| १५ अपराध परिहार प्रकारः.... | २५ |
| १६ भागवत माहात्म्यं.... .... | २५ |
| १७ श्री वैष्णवोनां नित्यानुष्ठानक्रमः .... .... .... | २७ |
| १८ श्रीमद्रामानुजसमयसंकेताः | ३१ |
| १९ परस्पर श्रीवैष्णवनका बोलनेका रीती.... .... .... | ३२ |
| २० श्रीवैष्णवनका करनेका व्रत. | ३२ |
| २१ गुरु परंपरास्तुतिः.... .... | ३४ |
| २२ रामानुज पंचधाटी स्तोत्रम्. | ३६ |
| २३ अष्टश्लोकी (मंत्रार्थ). .... | ३७ |
| २४ श्री वेदांताचार्यमंगलाशासन स्तोत्रम्.... .... .... | ३८ |


---

## सूचना.

॥ श्रीमतेरामानुजायनमः ॥ गुरुपरंपरायैनमः ॥

શ્રિયઃ પતિ નારાયણના સ્વતઃ દાસભૂત, અને પરાધીન એવા અનેક જીવ લોકો અનાદી કાલથી સંસારરૂપ સમુદ્રમાં પડીને અનેક પુણ્ય પાપ કર્મ વડે. સ્વર્ગ નરકાદી લોકમાં જતા આવતા અત્યંત દુઃખ ભોગવેછે. અને પશુ પક્ષ્યાદીકોના જન્મ લીધાંજ કરેછે; તેમાં કેટલાક જીવ લોકોને પોતાના પૂર્વે જન્મના સુકૃતના પ્રતાપથી મનુષ્ય જન્મ પ્રાપ્ત થાય છે. તેમાં પણ નીચ જાતી અથવા અત્યંત મંદ બુદ્ધિવાળો જ્યારે થાય ત્યારે સત્સંગ કરવાને સમજણ રહેતી નથી. અને અત્યંત પૂર્વ જન્મનાં પુણ્ય હોય ત્યારે પોતે જ્ઞાનવાન થાય છે અને બ્રાહ્મણાદી વર્ણોમાં ઊત્પન્ન થાયછે અને પોતાના પ્રારબ્ધ પ્રમાણે સુખ દુઃખ ભોગવીને મૃત્યુ પામી જાયછે. જ્યારે મનુષ્ય જન્મ નાશ પામીજાય ત્યારે ફરી મનુષ્ય જન્મજ આવશે, એવું કાંઇ નિશ્ચય નથી. નરકમાં કે સ્વર્ગમાં અથવા પશુ પક્ષ્યાદી યોનીમાં પ્રવેશ કરે છે; માટે જ્યારે પોતે મનુષ્ય થયો અને જરા જ્ઞાનવાન થયો ત્યારેજ તરત મોક્ષના વાસ્તે ઊપાય કરવો જોઈએ. જ્યારે મોક્ષના ઊપાય નહી કરે ત્યારે તેને એમ જાણવું જોઈએ કે માયારૂપી કીચડના કુંડના જીવડાજ છે. આ વીશે પ્રમાણો નીચે લખ્યા છે—

जिह्वांलब्ध्वापियोविष्णुंकीर्तनीयंनकीर्तयेत ॥ लब्ध्वापिमोक्षनिश्रेणीस-

नारोहतिदुर्मतिः ॥ मनुष्यजन्मसंप्राप्ययोमोक्षंनविचिंतयेत् ॥ धिक्स्यात्खरश्वानसमोहिसः ॥

આ બે શ્લોકોના અર્થ એમ છે કે—મનુષ્ય થઇને મોક્ષોપાય જે નહી કરે તેના ૩ પણ ધિક્કાર છે, તેને પણ ધિક્કારછે. ગધેડા તથા કુત્રા જે રીતે પોતાનાં પેટ ભરેછે અને મરી જાયછે, એ રીતે તે મનુષ્યને નીચ જાણવું.

આ રીતે અનેક પ્રમાણો છે, માટે અવસ્ય મોક્ષના ઊપાય કરવા જોઈએ. કેટલાક લોક એમ કહેછે કે—અમને રોજગાર વેપાર આદીક ઊદરપોષણના કામકાજોના લીધે બીલકુલ ફુરસદ આવતી નથી તો હું પુન્ય શું કરૂં? જ્યારે નવરા થઈશું ત્યારે ગરડપણમાં ઘેર બેઠા બેઠા ભજન કરીશું. એમ કહેતાં કહેતાં ઘરડા થયા તોપણ પુત્રાદીકોને પોષણ કરવા સારૂ અનેક પાપ કર્મ કરે છે અને એમને એમ મરી જાયછે અને જાણી જોઇને નરકાદીક દુઃખ ભોગવે છે. પોતાનું આયુષ્ય કેટલું છે અને ક્યારે મરશે તે પોતાને કે બીજાને ખબર પડતી નથી. બાલપણામાં કે જુવાનપણામાં મરી જાયછે; માટે જ્યારે પોતાને જ્ઞાન થયું ત્યારેજ સાત્વિક સંપ્રદાયનિષ્ઠ સગુરૂનો આશરો કરીને બાલપણામાંજ પરીપુર્ણ ઉપાય કરવા જોઇએ. પોતાને ખાવા પીવાને પરમાત્મા પોતાના નશીબ પ્રમાણે આપેછેજ. વધારે મેહેનત કર્યાથી વધારે મળતું નથી; માટે આ श्रीवैष्णव सिद्धांतसार ગ્રંથ બરોબર વાંચી, તેનો અર્થ પણ વિવેકથી મનમાં લઇને સાત્વીક સંપ્રદાય પ્રમાણે ચાલવું એજ મુમુક્ષુના ધર્મ છે—

આ ગ્રંથમાં—પદ્મપુરાણના તથા ભરદ્વાજ સંહિતાના તથા હારીત સ્મૃતિના તથા ભાગવતના પ્રમાણ લખ્યાછે. કેમકે સર્વત્ર પ્રસિદ્ધ પણ છે અને સુલભ અર્થ વાળાછે; માટે થોડા પ્રમાણો લખ્યા છે. વેદના પ્રમાણો સર્વથી વંચાય નહી માટે લખ્યા નથી, તેથી એમ ન જાણશો કે એટલાજ પ્રમાણોછે. પણ વેદમાં તથા અનેક સ્મૃતિઓમાં તથા અનેક પુરાણોમાં તથા અનેક પંચરાત્રસંહિતાઓમાં હજારો પ્રમાણોછે—માટે આ ગ્રંથમાં લખેલી હકીકત ખોટી છે એમ જેમના મનમાં આવે તે તથા જેમને શંકા હોય તે પુરૂષો પદ્મપુરાણ ઉત્તરખંડમાં અઠ્ઠાવીશમાં અધ્યાયથી અઠ્ઠાવનમા અધ્યાયના અંત સુધી તથા આખી હારીતસ્મૃતિ તથા આખી ભરદ્વાજ સંહિતા તથા ભાગવત પુરાણ વીગેરે જરૂર જરૂરથી જુવો અથવા આ ગ્રંથ કરનાર ગાર્ગ્યવંશોત્પન્ન દ્રાવડી આચાર્ય પુરૂષ श्रीनिवासवेदांत राघवाचार्यस्वामीના પાસે જઈ જરૂર પુછજો, સંદેહ બીલકુલ મનમાં રાખશો નહી.

## वीशेष सूचना.

આ ગ્રંથને સુજ્ઞ પુરૂષો જરૂર વાંચીને મુખ્ય સાર ગ્રહણ કરી તે પ્રમાણે ચાલજો અને પોતાની સ્ત્રીઓને તથા બીજા અજ્ઞાની એટલે જેમને વાંચતા તથા અર્થ સમજતાં આવડતું નહી હોય તો તે લોકોને જરૂર આ ગ્રંથ સાંભળાવીને અર્થ જરૂર સમજાવીને સન્માર્ગમાં પ્રવેશ કરાવજો.

એમ પરોપકાર કર્યાથી ઘણુંજ નારાયણ કૃપારૂપ પુણ્ય પ્રાપ્ત થશે.—

**શુભં ભવતુ.**

# ॥ श्री वैष्णव सिद्धांत सार ग्रंथः ॥

॥ श्री निवासपरब्रह्मणेनमः ॥ श्रीमते रामानुजायनमः ॥ श्रीरस्तुश्रीमतेनिगमांतमहागुरवेनमः॥ श्रीवणशठकोप श्री रंगनाथयतींद्रमहादेशिकचरणारविंदद्वंद्वंवंदामहे ॥ श्रीमद्गार्ग्यवंशमुक्ताफलश्रीरंगनाथाचार्यगुरुवर्यायनमः ॥

॥ श्लोकाः ॥

श्रीवेंकटेशोविदधातुनित्यंश्रियंशरण्यःशरणागतानां ॥ श्रियासमेतोवृष भाचलाग्रेश्रियःश्रियंपुष्यतियःस्वसंगात् ॥ १ ॥ अस्मद्गुरुपरमगुरून्कवितार्किकसिंहलक्ष्मणार्यमुनीन ॥ श्रीयामुननाथमुनिश्रीशठकोपान्श्रियंहरिंवंदे

॥२॥ वेदांतरंगवचनाशयबोधदक्षंवेदांतरं प्रकृतिजीवतदीश्वराणाम् ॥
वेद्यमिहयःसुगमंचकारवेदांतदेशिकमहंशरणंप्रपद्ये॥३॥ श्री रंगनाथयतिवरप-
पद्म द्वंद्व वंदनानंदः ॥ श्रीवैष्णवमतसारांविलिखातिवेदांतराघ वाचार्यः ॥४॥

## ॥ आस्तिक धर्म स्थापनम् ॥

શ્રિયઃપતિ શ્રીમન્નારાયણથી ઉત્પન્ન થએલા આ જગતમાં આસ્તિકબુદ્ધિ અને નાસ્તિકબુદ્ધિ એવા બે પ્રકારની બુદ્ધિ મનુષ્યોને થાયછે. નાસ્તિકબુદ્ધિ એટલે આ જગત જે છે તેજ ખરૂં છે. અને સ્વર્ગ, નરક, મોક્ષ, પુણ્ય, પાપ, આ સર્વ ખોટું છે. આવી બુદ્ધિ, આસ્તિકબુદ્ધિ એટલે પુણ્ય, પાપ, તથા શાસ્ત્ર, આ સર્વ ખરૂં છે, એવી બુદ્ધિ. આ બે બુદ્ધિમાંથી નાસ્તિકબુદ્ધિ ત્યાગ કરીને આસ્તિકબુદ્ધિ ગ્રહણ કરીને સારા પુરૂષે શાસ્ત્રના આધારથી ચાલવું જોઇએ.

**પ્રશ્ન**—શાસ્ત્ર ખરૂં છે એવો નીશ્ચય શાથી થાયછે?

**ઉત્તર**—જ્યોતિષ શાસ્ત્રના આધારથી ભવિષ્યકાળના સૂર્ય, ચંદ્ર, ગ્રહણાદિક જણાયછે અને મંત્રશાસ્ત્રના આધારથી પણ કેટલાક લોકો હાથમાં માટી લઇને રૂપીઆ બનાવે છે. અને મનુષ્યને અંતર્ધાન કરી નાખેછે અને આંબાનાં ઝાડ બનાવેછે. એ વીગરે અનેક ચમત્કારીક તમાસા કરેછે. માટે જ્યોતિષશાસ્ત્ર તથા મંત્રશાસ્ત્ર, આ બંને ખરાં જણાય છે, તો એજ પ્રમાણે સર્વ શાસ્ત્ર પણ ખરૂંજ હશે એવું નીશ્ચયથી માનવું જોઇએ. અને બીજું બદ્રીનારાયણ, દક્ષિણદેશના બાલાજી, પાનકનરસીંહજી, પીંડારક ક્ષેત્ર. ઈત્યાદિ અનેક ક્ષેત્રોમાં પણ અલૌકિક ચમત્કારો ઘણા છે માટે વેદ, તથા સ્મૃતિ તથા પુરાણ, તથા ઈતિહાસ, ઈત્યાદિ સર્વે ખરાંજ છે, અવું નીશ્ચય થાયછે. માટે શાસ્ત્રને ખરૂં માનવુંજ જોઇએ.

## सात्विकराजसतामस श्रुतिस्मृतिपुराण धर्मनिर्णयः ॥

**પ્રશ્ન**—આસ્તિક બુદ્ધિ ખરી છે પણ શાસ્ત્ર અનેક પ્રકારનાં છે તેમાં કીઆ શાસ્ત્રને માનવું. અને કીઆ શાસ્ત્રને નહી માનવું?

**ઉત્તર**—હિંદુઓમાં પણ અનેક પ્રકારના વેદ વિરૂદ્ધ મતોછે, પણ સર્વને ત્યાગ કરીને, વેદ, તથા સ્મૃતિ, તથા પુરાણ, અને ઇતિહાસ, ઇત્યાદિકનેજ માનવું જોઇએ. શ્રુતિસ્મૃત્યાદિકમાં પણ રજોગુણના ભાગ, તમોગુણના ભાગ, ને સત્વગુણના ભાગ છે. માટે રજોગુણ, તમોગુણ ભાગોને ત્યાગ કરીને સત્વગુણ પ્રમાણે ચાલવું જોઇએ.

॥ श्लोकः ॥ अनंतपारंबहुवेदितव्यमल्पश्चकालोबहवश्चविघ्नाः ॥
यत्सारभूतंतदुपाददीत हंसोयथाक्षीरामिवांबुमिश्रम् ॥

**અર્થ**—શાસ્ત્ર અપાર છે અને મનુષ્યનું આયુષ્ય થોડું છે તેમાં ઘણાંજ વીઘ્ન પણ રહેલાં છે; માટે જે સારમાં સાર હોય તે ગ્રહણ કરવું.

॥ श्लोकः ॥

असारमल्पसारंचसारंसारतरंत्यजेत् ॥ भजेत्सारतमंशास्त्रेरत्नाकरइवामृतम् ॥

ર્થ—શ્રુતિસ્મૃત્યાદિકમાં કહેલું મારણ મોહનાદિક અસારછે માટે તેને ત્યાગ કરવું. કામ્ય કર્મથી આ લોકમાં ધનાદિક સંપાદન કરવું અલ્પસાર છે માટે તેને પણ ત્યાગ કરવું. યજ્ઞાદિકથી સ્વર્ગાદિક પામવું સારછે. તોપણ **क्षीणेपुण्येमर्त्यलोकंविशंति** ઇત્યાદિ પ્રમાણથી સ્વર્ગાદિક નાશવાન છે માટે તેને પણ ત્યાગ કરવું. કૈવલ્ય પદમાં સ્વાત્માનુભવ જરા વીશેષ સાર વાળાછે. તોપણ પરિપૂર્ણ બ્રહ્માનુભવ નહી રેહેવાથી તેને પણ ત્યાગ કરવું જોઇએ અને મોક્ષ સ્થાનમાં પરમાત્મા શ્રી લક્ષ્મીનારાયણના નીત્ય કૈંકર્યરૂપ પુરૂષાર્થ અત્યંત ઉત્તમ સાર છે માટે એનેજ ગ્રહણ કરવું જોઇએ. એવા સારતમ વસ્તુને બોધ કરનારાં સાત્વિક શાસ્ત્રોને ગ્રહણ કરવાં જોઈએ. નહી તો મોક્ષરૂપ પુરૂષાર્થ ખબર નહી પડે.

**પ્રશ્ન**—સાત્વિક રાજસ તામસ વિભાગ શી રીતે જાણવું ?

**ઉત્તર**—ગીતામાં બીજા અધ્યાયમાં વેદના વીભાગ કર્યાછે કે:—

**श्लोकः ॥ त्रैगुण्यविषयावेदाः निस्त्रैगुण्योभवार्जुन ॥**
**निर्द्वंद्वोनित्यसत्वस्थोनिर्योगक्षेमआत्मवान् ॥**

**તાત્પર્ય**—આ પ્રમાણથી એમ સમજાય છે કે વેદમાં પણ સત્વગુણ ભાગ, રજોગુણ ભાગ, અને તમોગુણ ભાગછે.

**પ્રશ્ન**—આ ત્રણે ભાગ જુદા જુદા કેમ જાણવામાં આવે ?

**ઉત્તર**—“ **इतिहासपुराणाभ्यांवेदंसमुपबृंहयेत्** ” આ પ્રમાણનું તાત્પર્ય એ છે કે, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણો વડે વેદના અર્થ કરવા જોઇએ. માટે નીચે લખેલા માત્સ્ય પુરાણના ૪૭ મા અધ્યાયના શ્લોકથી વેદના તથા સ્મૃતિઓના, પુરાણોના, ગુણત્રય વીભાગ થાયછે.

**श्लोकः ॥ अग्नेःशिवस्यमाहात्म्यंतामसेषुप्रकीर्त्यते ॥ राजसेषुचमाहात्म्यमधिकंब्रह्मणःस्मृतं ॥ सात्विकेष्वथकल्पेषुमाहात्म्यमधिकंहरेः ॥ तेष्वेवयोगसंसिद्धागमिष्यंतिपरांगतिं ॥ संकीर्णेषुसरस्वत्याःपितॄणांचनिगद्यते ॥**

**અર્થ**—વેદમાં તથા પુરાણોમાં સ્મૃતિઓ વીગરેમાં જે ગ્રંથમાં વિશેષ કરી મહાદેવજીના અને અગ્નિના પ્રભાવ વર્ણન કરેલા હોય તેને તમોગુણ ભાગ જાણવું. જે ગ્રંથમાં બ્રહ્માનું માહાત્મ્ય હોય તેને રજોગુણી જાણવું. અને જે ગ્રંથમાં હરિ ( નારાયણ ) ના માહાત્મ્ય વર્ણન કરે તેને સત્વગુણી જાણવું. સત્વગુણ પ્રમાણે ચાલવાથી મોક્ષછે. પુરાણ તથા સ્મૃતિઓના પણ વીભાગ. પદ્મપુરાણમાં ઉત્તર ખંડમાં ૪૧ અધ્યાયમાં મહાદેવ પાર્વતીને કહેછે કે:—

**श्लोकाः ॥ मात्स्यंकौर्मंतथालैंगंशैवंस्कांदंतथैवच ॥ आग्नेयंचषडेतानितामसानिनिबोधमे ॥ ब्रह्मांडंब्रह्मवैवर्तंमार्कंडेयंतथैवच ॥ भविष्यंवामनंब्राह्मंराजसानिनिबोधमे ॥ वैष्णवंनारदीयंचतथाभागवतंशुभं ॥ गारुडंचतथापाद्मंवाराहंशुभदर्शने ॥ सात्विकानिपुराणानिविज्ञेयानिशुभानिवै ॥ सात्विकामोक्षदाःप्रोक्ताराजसाःस्वर्गदाःशुभाः ॥ तथैवतामसादेविनिरयप्राप्तिहेतवः ॥ तथै**

वऋषिभिःप्रोक्ताः स्मृतयस्तुगुणान्विताः ॥ सात्विकाराजसाश्चैवतामस... दर्शने ॥ वासिष्ठंचैवहारीतंव्यासंपाराशरंतथा ॥ भारद्वाजंकाश्यपंचसात्विका मोक्षदाःशुभाः ॥ मानवंयाज्ञवल्क्यंचआत्रेयंदाक्षमेवच ॥ कात्यायनंवैष्णवंच राजसाःस्वर्गदाःशुभाः ॥ गौतमंवार्हस्पत्यंचसांवर्तंचयमंस्मृतं ॥ शांखंचौशनसंदे वितामसानिरयप्रदाः ॥

**અર્થ**—મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ, લિંગપુરાણ, શિવપુરાણ, સ્કંદપુરાણ, અને અગ્નિપુરાણ. આ છે પુરાણ તમોગુણી છે. બ્રહ્માંડ પુરાણ, બ્રહ્મ વૈવર્ત પુરાણ, માર્કંડેય પુરાણ, ભવિષ્ય પુરાણ, બ્રહ્મ પુરાણ, અને વામન પુરાણ. આ છો પુરાણ રજોગુણી છે. વિષ્ણુ પુરાણ, નારદ પુરાણ, ભાગવત પુરાણ, ગરૂડ પુરાણ, પદ્મપુરાણ, વરાહપુરાણ, આ છો, પુરાણ સાત્વિક છે. વસિષ્ઠ-સ્મૃતિ, હારીતસ્મૃતિ, વ્યાસસ્મૃતિ, પરાશરસ્મૃતિ, ભરદ્વાજસ્મૃતિ, અને કાશ્યપસ્મૃતિ. આ છો સ્મૃતિઓ સત્વગુણી છે. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, અત્રિસ્મૃતિ, દક્ષસ્મૃતિ, કાત્યાયનસ્મૃતિ, અને વિષ્ણુસ્મૃતિ. આ છોસ્મૃતિ રજોગુણી છે. ગૌતમસ્મૃતિ, બૃહસ્પતિસ્મૃતિ, સંવર્તસ્મૃતિ, યમસ્મૃતિ, શંખસ્મૃતિ, અને ઉશનાસ્મૃતિ. આ છો સ્મૃતિ તમોગુણી છે. સત્વગુણી સર્વ મોક્ષ આપે છે; અને રજોગુણી તથા તમોગુણી પોતપોતાની યોગ્યતા પ્રમાણે ફલ આપેછે.

**વિષ્ણુધર્મોત્તર પુરાણમાં.**

**श्लोकः ॥ मध्यमोराजसोधर्मस्तामसस्त्वधमःस्मृतः ॥**
**सात्विकस्तूत्तमोज्ञेयस्तस्मात्सात्विकमाचरेत् ॥**

**અર્થ**—રાજસ ધર્મ મધ્યમ છે. તામસ ધર્મ અધમ છે. સાત્વિક ધર્મ ઉત્તમ છે માટે રજોગુણ, તમોગુણ ધર્મોને ત્યાગ કરીને સાત્વિક ધર્મ પ્રમાણે ચાલવું જોઈએ. બીજું સાત્વિક વેદ સમાન પંચરાત્ર સંહિતા પણ છે. એના માહાત્મ્ય મહાભારતમાં શાંત્તિપર્વમાં ૩૩૯ મા અધ્યાયમાં.—

**श्लोकः ॥ इदंमहोपनिषदंचतुर्वेदसमन्वितं ॥ सांख्ययोगकृतंतेन**
**पंचरात्रानुशब्दितं ॥ नारायणमुखोद्गीतं—इत्यादि ॥**

**અર્થ**—પંચરાત્રસંહિતા શ્રીમન્નારાયણના મુખથીજ ઉત્પન્ન થએલી છે માટે ચાર વેદના સમામ છે અને મહાન્ ઊપનિષદ છે.

**તાત્પર્ય**—ભારતમાં શાંતિ પર્વમાં નારાયણીય ઉપાખ્યાનમાં અને ભાગવત તથા આદી પુરાણ ઇત્યાદી અનેક ગ્રંથોમાં ૧૦૮ અષ્ટોત્તરશત પંચરાત્ર સંહિતાઓની ઘણુંજ વર્ણન કરીને સાત્વિકમાં ગણના કરીછે. માટે સાત્વિક શ્રુતિસ્મૃતિ પુરાણ તથા ઉત્તમ પંચરાત્રાદિ સાત્વિક ગ્રંથોમાં જે કહેલું છે તેજ પ્રમાણે મુમુક્ષુજન ચાલવું જોઈએ.

બીજું વૈદ્યનાથીય તથા સ્મૃતિ રત્નાકર ઇત્યાદિ ધર્મશાસ્ત્ર ગ્રંથોમાં ઉપર લખેલા પદ્મપુરાણના ઉત્તરખંડના ૪૧ મા અધ્યાયના શ્લોકો તથા મત્સ્ય પુરાણના શ્લોકો લખીનેજ વેદ તથા પુરાણાદીકોના સાત્વિક રાજસ તામસ વિભાગ કરેલા છે; માટે આ વીના બીજા

પ્રકારથી પણ વીભાગ થઈ શકતોજ નથી. જ્યારે વિભાગ નહી કરીએ તો પરસ્પર વિરૂદ્ધ થવાથી સર્વ અપ્રમાણિક થઈ પડે; માટે આ પ્રમાણેજ વિભાગ કરવા જોઇએ અને શ્રીમદ્ભાગવત પ્રથમ સ્કંધમાં બીજા અધ્યાયમાં.—

**श्लोकः ॥ सत्वंरजस्तमइतिप्रकृतेर्गुणास्तैर्युक्तः परः पुरुषएकइहास्यधत्ते ॥ स्थित्यादयेहरिविरिंचिहरेतिसंज्ञाःश्रेयांसितत्रखलुसत्वतनोर्नृणांस्युः ॥ मुमुक्षवो घोररूपान्हत्वाभूतपतीनथ ॥ नारायणकलाःशांताभजंतिह्यनसूयवः॥ इत्यादि**

**અર્થ**—શ્રીમન્નારાયણ સત્વગુણીછે; બ્રહ્મા રજોગુણી છે; મહાદેવ તમોગુણી છે; અને મોક્ષતો નારાયણ વીના બીજા કોઇથી પણ થતો નથી. માટે મુમુક્ષુ એવા વીવેકી પુરૂષો બીજા દેવતાઓને ત્યાગ કરીને નારાયણનીજ ભક્તી કરેછે.

**તાત્પર્ય**—આ પ્રમાણથી પણ એવું સમજાયછે કે સત્વગુણી વિષ્ણુના પ્રભાવ જે શ્રુતિસ્મૃતિ પુરાણાદિકોમાં હોય તે સર્વ સાત્વિક છે. ચતુર્મુખ બ્રહ્માના માહાત્મ્ય જેમાં આવે તે રજોગુણી છે. અને મહાદેવના મહિમા જેમાં આવે તે તમોગુણી છે. માટેજ મુમુક્ષુજન સાત્વિક શાસ્ત્રમાંથી સિદ્ધ થએલા સત્સંપ્રદાય પ્રમાણે ચાલવું જોઈએ.

**પ્રશ્ન**—જ્યારે સત્વગુણી શાસ્ત્ર તથા દેવ ખરાછે ત્યારે રજોગુણી, તમોગુણી શાસ્ત્ર તથા દેવો ખોટાછે કે શું ?

**ઉત્તર**—રજોગુણી, તમોગુણીને અમે ખોટા કેહતા નથી. સાધારણ મનુષ્યાદિકની નીંદા કર્યાથી પણ પાપ લાગેછે તો સાક્ષાત્ દેવતા તથા શાસ્ત્રની નીંદા કેમ થાય? પણ અમે એવું કહીએ છીએ કે રાજસ તામસ દેવ તથા શાસ્ત્રો મોક્ષ વીના બીજા સર્વ ફલને આપી શકેછે માટેજ મુમુક્ષુ પુરૂષને ઉપાદેય નથી.

**પ્રશ્ન**—મહાદેવ તથા બ્રહ્મા આદિ દેવતા લોકો પણ મોક્ષ આપેછે એવું શીવપુરાણ, સ્કંદપુરાણ અને બ્રહ્મ પુરાણાદિકોમાં છે. તે શું નરદમ જુઠુંછે ?

**ઉત્તર**—અરે રામ, આ પણ જુઠું નથી. પણ એના અર્થ એવાછે કે પોતાના ગુરૂ જે રીતે નારાયણ પાસેથી મોક્ષ અપાવી શકેછે. તેવા દેવતાઓ પણ મોક્ષ અપાવી શકે છે. આ વીશે સર્વે ખુલાસો હજુ આગળ પ્રમાણ સાથે કહેલું છે તે જોજો.

## ॥ अनादिसत्संप्रदायनिर्णयः ॥

**પ્રશ્ન**—સાત્વિક શ્રુતિસ્મૃતિઓથી સિદ્ધ થએલો એવો સત્સંપ્રદાય કોણછે અને તેનાં નામ તથા લક્ષણ શુંછે ?

**ઉત્તર**—અનાદિ એવા સાત્વિક સત્સંપ્રદાયના નામ **રામાનુજ સંપ્રદાય** એવુંછે. અગ્નિ તપ્ત શંખ ચક્રાંકિત થઇને શ્વેત મૃત્તિકાનું ઉર્ધ્વપુંડ્ર ધારણ કરીને સાત્વિક શાસ્ત્ર પ્રમાણે ચાલવું એ લક્ષણ છે.

**પ્રશ્ન**—રામાનુજ સંપ્રદાય તો આ કલિયુગમાં થએલો છે માટે એ સંપ્રદાય અનાદિ કેમ થયો ?

**ઉત્તર**—સાત્વિક એવા પદ્મપુરાણ ઉત્તરખંડમાં ૨૯ મા અધ્યાયમાં આવી રીતે કહેલું છે કે, જ્યારે પ્રથમ સૃષ્ટિમાં નારાયણના નાભીકમલમાંથી ચતુર્મુખ બ્રહ્મા ઉત્પન્ન થયા ત્યારે

બ્રહ્માની તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ નારાયણે પોતાના શંખચક્ર વડે બ્રહ્માને ભુજા વીષે અંકન કરીને ચાર વેદ તથા સ્મૃતિઓ તથા પુરાણો વીગરે ઉપદેશ કરીને દિવ્યજ્ઞાન આપ્યું અને બ્રહ્મા પણ સનક સનંદનાદિકોને તથા નારદાદિ ઋષિ લોકોને આ દિવ્ય જ્ઞાન આપીને શંખ ચક્ર અંકન કરી દીધા. પછી નારદાદિ ઋષિ લોકો અનેક ઋષિ લોકોને શંખચક્રાંકન કરીને સત્સંપ્રદાય આપ્યા. એ રીતે જગતમાં શ્રી વૈષ્ણવ સંપ્રદાય ચાલતુ આવ્યું અને જ્યારે દ્વાપરયુગાંતમાં શ્રી વૈષ્ણવ સંપ્રદાય કલીના પ્રતાપથી ક્ષીણ થઈ ગયું ત્યારે શ્રીમન્નારાયણની આજ્ઞાથી શેષજીએ ભૂલોકમાં રામાનુજ સ્વામી એવા નામથી અવતાર ધારણ કરીને શ્રી વૈષ્ણવ ધર્મના વીશેષ પ્રચાર કર્યા માટે **રામાનુજ સંપ્રદાય** એવું નામ પડી ગયું પણ એજ અનાદિ સંપ્રદાય છે.

## ॥ अनेकमतोत्पत्तिः ॥

**પ્રશ્ન**—જ્યારે રામાનુજ સંપ્રદાય અનાદિ છે તો હાલ જગતમાં ઘણા સંપ્રદાઓ છે તે શાથી ઉત્પન્ન થયા?

**ઉત્તર**—પદ્મપુરાણ ઉત્તરખંડમાં. ૪૦–તથા–૪૧ આ બે અધ્યાઓમાં એવી કથાછે કે પ્રથમ સૃષ્ટિમાં શ્રી વૈષ્ણવ સંપ્રદાય એકજ રેહેવાથી રાક્ષસલોકો તથા દેવલોકો વીષ્ણુનાજ ભક્ત હતા અને રાક્ષસોથી પીડિત થઈને દેવતા લોકો ક્ષીર સમુદ્રમાં નારાયણના પાસે જઇને પ્રાર્થના કરીને બોલ્યા કે દૈત્યને મારીને અમને રક્ષા કરો ત્યારે નારાયણ બોલ્યા કે રાક્ષસો પણ મારા ભક્તછે માટે હું તેમને મારી નહી શકું; પણ મારી ભક્તિથી વિમુખ થશે ત્યારે હું મારીશ. એવું કહીને મહાદેવજીને બોલાવીને નારાયણે **त्वंचरुद्रमहाबाहोमोहनार्थंसुरद्विषां ॥ पाषंडाचरणंधर्मंकुरुष्वसुरसत्तम** એ આદી લઈને **अहमप्यवतारेषुत्वांचरुद्रमहाबलः ॥ तामसानांमोहनायपूजयामियुगेयुगे ॥** આ પર્યંત કહ્યું કે હે શંકર! રાક્ષસ લોકોને મોહ ઉત્પન્ન કરવા સારૂ તમે શ્રી વૈષ્ણવ વેષને ત્યાગ કરીને સ્મશાનમાં નિવાસ કરો અને ભસ્મ અસ્થિ એટલે હાડિકાં વીગરે ધારણ કરીને અનેક ઋષિઓના મુખથકી અનેક રાજસ તામસ ગ્રંથોને બનાવીને પ્રસિદ્ધ કરો એટલે તમારા ગ્રંથોથી રાક્ષસ લોકો મોહિત થઈને જુવો મહાદેવ પણ બીજા વેષને અંગીકાર કર્યું માટે એજ ખરાછે એવું જાણીને અમારી ભક્તિથી વિમુખ થશે ત્યાર પછી રાક્ષસોને મારીશ. અને અનેક અવતાર લઈને તામસ લોકોને મોહ પમાડવા સારૂ હું તમારી પુજા કરીશ, અને તમારાથી વરદાન લઇશ. એવી રીતે નારાયણની આજ્ઞા થવાથી મહાદેવે શ્રી વૈષ્ણવ ધર્મ વિરૂદ્ધ અનેક તામસ શાસ્ત્રો બનાવ્યાં છે. તે તામસ શાસ્ત્રોનાં નામ લખી શકાય એમ નથી. પદ્મપુરાણમાં શ્રવણ કરવાથી જાણવામાં આવશે. એવા તામસ શાસ્ત્રોથી રાક્ષસ લોકો મોહ પામ્યા ત્યાર પછી નારાયણે અનેક અવતાર લઇને રાક્ષસોને માર્યાછે, આ પ્રમાણે અનેક મત જગતમાં ઉત્પન્ન થએલા છે.

**પ્રશ્ન**—ત્યારે નારાયણ પણ કૃતઘ્ની થયા. કેમકે રાક્ષસો પણ પોતાની ભક્તિ કરતા છતાં તેમને મારવાના ઉપાય દેવતાઓને બતાવ્યા, તે કેમ બતાવ્યા?

**ઉત્તર**—શ્રી ભગવત્ ગીતામાં ચોથા અધ્યાયમાં.—

श्लोक ॥ ये यथामांप्रपद्यंतेतांस्तथैवभजाम्यहं ॥

**તાત્પર્ય**—જે જીવ જે રીતે મને જાણેછે તે રીતે તેને હું પણ જાણુંછું. એવું કૃષ્ણ-ભગવાને કહ્યું છે, માટે રાક્ષસો વેગળા રહ્યા ત્યારે પોતે પણ વેગળા રહ્યા. દેવતાઓએ જ્યારે પ્રાર્થના કરી ત્યારે ઉપાય બતાવ્યા. માટે સત્ય સંકલ્પ એવા નારાયણ વિષે કોઈ પણ દુર્ગુણ નથી. સુગુણનીધિ છે.

**પ્રશ્ન**—જ્યારે રામાનુજ સંપ્રદાય એકજ ખરો છે, ત્યારે હાલમાં જગતમાં અનેક પ્ર-કારના સંપ્રદાઓ તથા ધર્મો ચાલેછે; તે બધા ખોટા છે કે શું ?

**ઉત્તર**—અરે ભાઇ! ઘણા દીવસથી ચાલનારા અને શાસ્ત્રના આધારથી ચાલનારા જે ધર્મો છે તે કોઇ પણ ખોટા નથી, પણ કેટલાક મતો મોક્ષના અનુકુળ થઈને રહેલા છે, અને કેટલાક મતો સ્વર્ગાદિ ફળ આપવાના વિષે અનુકુળ થઈને રહેલા છે પણ આ જન્મમાંજ મોક્ષ થવું જોઇએ એવા તીવ્ર મુમુક્ષુ લોકોને આ જન્મમાંજ જે રીતે સાત્વિક એવા રામાનુજ સંપ્રદાય મોક્ષ આપેછે. તે રીતે બીજા મતો મોક્ષ આપતા નથી માટે આ રામાનુજ સંપ્રદાયજ તીવ્ર મુમુક્ષુઓને ગ્રહણ કરવું જોઇએ.

## ॥ आचार्यावतारकारणम् ॥

આવા અનેક મતોથી મોહિત થએલા પામર લોકોને ઊદ્ધાર કરવા સારૂ સાત્વિક શાસ્ત્રને તથા પંચરાત્ર સંહિતાઓને આ જગતમાં શ્રીમન્નારાયણે પ્રસિદ્ધ કર્યા પણ તમો-ગુણના પ્રતાપ થકી સાત્વિક ગ્રંથોના અર્થ પણ મનુષ્યોથી સમજાયા નહિ, ત્યારે પોતે પણ હંસ, મત્સ્ય, હયગ્રીવ, નર, નારાયણ રામકૃષ્ણાદિ અવતાર લઇને પ્રતિયુગમાં પણ રા-જસ તામસ ધર્મનો નાશ કરીને સાત્વિક ધર્મ ચલાવ્યા, પણ આ દ્વાપરયુગના અંતમાં ફ-રી સદ્ધર્મક્ષીણ થઇ ગયાથી પોતાના પારષદ ગણને આજ્ઞા આપી કે, ઊત્તમ એવા દ્રાવિડ દેશમાં અવતાર લઇને સદ્ધર્મ સ્થાપના કરો, ત્યારે નારાયણની આજ્ઞા પ્રમાણે સર્વ પાર્ષદગણ દક્ષિણ દેશમાં અવતર્યા.

**પ્રશ્ન**– ભરતખંડમાં આર્યાવર્તાદિ પુણ્ય ભૂમિકા છતાં દ્રાવિડ દેશમાં શા વાસ્તે અ-વતાર ધારણ કર્યા ? તેનું પ્રમાણ શું છે.

**ઉત્તર**—ભાર્ગવપુરાણમાં એવી કથા છે કે, વિશ્વકર્માને તથા અગસ્ત્યજીને પરસ્પર શાપ થવાથી અગસ્ત્યજીએ દિલગીર થઇને નારાયણને સ્તુતિ કરી ત્યારે તેમનું મન ખુશી કરવા સારૂ નારાયણે અગસ્ત્યજીને વરદાન આપ્યું કે તમારાથી ઉત્પન્ન થએલા આ દ્રાવિડ દેશમાં અમારા પાર્ષદગણ અવતાર લેશે ત્યારે આ દેશ પવિત્ર થશે. આ પ્રમાણે વરદાન આપેલું છે માટે પાર્ષદગણ ત્યાંજ અવતાર લીધા. એજ અભિપ્રાયથી શ્રીમદ્ભાગવતમાં, **એકાદશ** સ્કંધમાં **પાંચમા** અધ્યાયમાં—

**श्लोकः ॥ कलौखलुभविष्यन्तिनारायणपरायणाः ॥ क्वचित्क्वचिन्महाभागद्रामिडेषुचभूरिशः ॥ ताम्रपर्णीनदीयत्रकृतमालापयश्विनी ॥ कावेरी च महाभागाप्रतीचीचमहानदी ॥ येपिबंतिजलंतासांमनुजामनुजेश्वराः ॥ प्रायो भक्ताभगवतिवासुदेवेमलाशयाः ॥**

**અર્થ**--કલિયુગમાં નારાયણની શુદ્ધ ભક્તિ બીજા દેશોમાં થોડી રેહેશે પણ" તામ્રપર્ણી, કૃતમાળા, પયશ્વિની, પ્રતીચી. આ પાંચ મહા નદીઓ જે દેશમાં છે દ્રાવિડ દેશમાં વધારે રહેશે અને ત્યાં ઘણા સત્પુરૂષોના અવતાર પણ થશે, તે દેશના લોક દેવ જેવા છે.

**તાત્પર્ય**—આ પ્રમાણે ઘણા વખાણ કરેલા દ્રાવિડ દેશમાં ભગવાનના પારષદગણ અવતાર લીધા.

**પ્રશ્ન**—કોણ કોણના અંશ થકી કીઆ કીઆ ઉત્પન્ન થયા તે કહો?

**ઉત્તર**—નીચે લખ્યા પ્રમાણે વાંચી યાદ રાખજો.

**१. पांचजन्यांश—सरोयोगिस्वामि—तुलामास—श्रवणनक्षत्र.**

**२. गदांश—भूतयोगिस्वामि—तुलामास—धनिष्ठानक्षत्र.**

**३. खड्गांश—महान्‌योगिस्वामि—तुलामास—शतभिषक्.**

**४. सुदर्शनांश—भक्तिसारस्वामि—मकरमास—मखानक्षत्र.**

**५. विष्वक्सेनांश—शठकोपस्वामी—वृषभमास—विशाखा.**

**६. कुमुदांश—मधुरकविस्वामी—मेषमास—चित्रानक्षत्र.**

**७. कौस्तुभांश—कुलशेखरस्वामी—कुंभमास—पुनर्वसुनक्षत्र.**

**८. गरुडांश—श्रीविष्णुचित्तस्वामी—मिथुनमास—स्वातीनक्षत्र.**

**९. भूदेवीनाअंश—गोदादेवी—कटकमास—पूर्वाफाल्गुनी.**

**१०. वनमालांश—भक्तांघ्रिरेणुस्वामी—धनुर्मास—ज्येष्ठा.**

**११. श्रीवत्सांश—मुनिवाहनस्वामी—वृश्चिकमास—रोहिणीनक्षत्र.**

**१२. शार्ङ्गांश—परकालस्वामी—वृश्चिकमास—कृत्तिकानक्षत्र.**

આ બાર સ્વામીઓને દ્રાવિડ ભાષામાં આલ્વાર કહેછે.

**१. गजाननांश—नाथमुनिस्वामी—मिथुनमास—अनूराधानक्षत्र.**

**२. जयत्सेनांश—पुंडरीकाक्षस्वामी—मेषमास—कृत्तिकानक्षत्र.**

**३. कुमुदाक्षांश—राममिश्रस्वामी—कुंभमास—मखानक्षत्र.**

**४. सिंहाननांश—यामुनाचार्यस्वामी—कर्काटकमास—उत्तराषाढा.**

**५. कुमुदाक्षांश—महापूर्णस्वामी—धनुर्मास—ज्येष्ठानक्षत्र.**

**६. सुमुखांश—श्रीशैलपूर्णस्वामी—कन्यामास—अनूराधानक्षत्र.**

**७. पुंडरीकांश—गोष्ठीपूर्णस्वामी—वृषभमास—रोहिणीनक्षत्र.**

**८. श्रीशेषांश—श्रीरामानुजस्वामी—मेषमास—आर्द्रानक्षत्र.**

**९. चंडांश—प्रणतार्तिहरस्वामी—मेषमास—हस्तनक्षत्र.**

१०. सर्वनेत्रांश—किडांबिरामानुजस्वामी—तुलामास—पूर्वाषाढानक्षत्र.
११. कुमुदाक्षांश—किडांबिश्रीरंगराजस्वामी—मीनमास—रोहिणीनक्षत्र.
१२. प्रचंडांश—कुरुकेशस्वामी—तुलामास—पूर्वाषाढानक्षत्र.
१३. विजयांश—द्वितीयविष्णुचित्तस्वामी—
१४. सुभद्रांश—वात्स्यवरदाचार्यस्वामी—मेषमास—चित्रानक्षत्र.
१५. सुप्रतिष्ठांश—वादिहंसाबुदाचार्यस्वामी—मेषमास—आर्द्रानक्षत्र.
१६. श्रीवेंकटेशघंटांश—श्रीवेदांताचार्यस्वामी—कन्यामास—श्रवणनक्षत्र.

આ સર્વ સ્વામીના ચરિત્ર, પ્રપંનામૃત તથા ગુરૂપરંપરા પ્રભાવ, આ બે ગ્રંથોમાં તથા ભાર્ગવપુરાણુમાં છે માટે તે પણ જરૂર શ્રવણ કરવુંજ જોઈએ.

આ સોળ સ્વામીને પૂર્વાચાર્ય કહેછે. એ વિના બીજા ઘણા પૂર્વાચાર્યજીઓ છે, પણ વિસ્તાર થઇ જવાના ભયથી લખ્યા નથી. વીસ્તારથી આચાર્યાદર્શમાં માલમ પડશે. આ આચાર્યો તથા પૂર્વાચાર્યો શ્રી રામાનુજ સિદ્ધાંત સ્થાપના કરવા સારૂ શ્રુતિસ્મૃતિ આદિક પ્રમાણોથી બીજા મતોને ખંડન કરીને અનેક ગ્રંથો દ્રાવીડી ભાષામાં તથા સંસ્કૃત ભાષામાં બનાવ્યા છે. તેઓના પારજ નથી, તોપણ તેમાંથી એક ગ્રંથ સાંભળ્યાથી પણ અનેક સંદેહ નીવારણ થઇને દિવ્યજ્ઞાન ઉત્પન્ન થાયછે, તોપણ **श्रीवेंदांतभाष्य, श्रीगीताभाष्य, श्रीरहस्यत्रयसर ॥** આ ત્રણ ગ્રંથો જરૂર શ્રી વૈષ્ણુવ પુરૂષે શ્રવણ કરવું જોઈએ. જ્યારે શ્રી વૈષ્ણુવ થઇને આ ત્રણ ગ્રંથોમાં એક ગ્રંથ પણ ન શ્રવણ કરે ત્યારે તેના મનના સંદેહ પણ કદી ન જાય, અને મોક્ષના સુલભ ઉપાય એવા પ્રપત્તિના વિષે બીલકુલ બુદ્ધિ નહિ થાય, અને તેને સદ્દગતિ થવું પણ કઠીન છે, માટે **श्रीभाष्य** નહિ સાંભળાય તો હરકત નથી, પણ **श्रीगीताभाष्य, श्रीमद्रहस्यत्रयसार** આ બે ગ્રંથ જરૂર શ્રવણ કરવુંજ જોઇએ. પોતાને જ્ઞાન છતાં આ ગ્રંથો નહિ સાંભળે ત્યારે તેનેજ પશુ જાણુવા જોઈએ.

**પ્રશ્ન**—આ ગ્રંથોને પોતે વૈષ્ણુવ થઇને સાંભળવું કે અવૈષ્ણુવ પોતે છતાં સાંભળવું અને કોના પાસે સાંભળવું.

**ઉત્તર**—પોતે શ્રી વૈષ્ણુવ થયા હોય તોજ સાંભળવાને અધિકાર છે નહિ તો નથી કેમકે સર્વ પણ મંત્રાર્થરૂપ છે. માટે શ્રી વૈષ્ણુવ થઇને જરૂર શ્રવણ કરવું જોઈએ. પોતાના ગુરૂ પાસેજ સાંભળવું જોઇએ. જ્યારે ગુરૂને કહેવાને ફુરસદ નહિ હોય અથવા શક્તિ ન હોય અને દુર દેશમાં હોય કે પરંપદ પામ્યા હોય ત્યારે ગુરૂના આજ્ઞા લઇને બીજા વિદ્વાન એવા આચાર્ય પુરૂષ પાસે જરૂર શ્રવણ કરવું જોઈએ.

**પ્રશ્ન**—આલ્વારો તથા આચાર્યો અવતારી પુરૂષ છે એવું કોણ ગ્રંથમાં પ્રમાણ છે ?

**ઉત્તર**—ભાર્ગવપુરાણુમાં તથા પદ્મપુરાણુમાં યાદવગીરી માહાત્મ્યમાં આદિ પુરાણુમાં

શ્રીમદ્ભગવદના **कलौखलुभाविष्यन्तिनारायणपरायणाः।** ઇત્યાદિ ચાર શ્લોકોમાં વિ-સ્તારથી જોઇ લેજો. માટે સાત્વિક શાસ્ત્રોમાં કહેલા પ્રમાણે પંચસંસ્કાર યુક્ત થઇને મોક્ષ-ના ઉપાય કરવાં જોઇએ.

## ॥ पंचसंस्कार माहात्म्यम् ॥

**પ્રશ્ન**—પંચસંસ્કાર કીઆ કીઆ છે તેના લક્ષણ શો છે.

**ઉત્તર**—પરાશર ધર્મશાસ્ત્રમાં ઉત્તર ખંડમાં.

**श्लोकः ॥ आद्यंतुशंखचक्रादिधारणंवैष्णवंस्मृतं ॥ पुंड्रंनामक्रियाचैवमंत्रंचैवार्चनंहरेः ॥ संस्काराःपंचकर्तव्याः—इत्यादि ॥**

**અર્થ**—અગ્નિતપ્ત શંખ ચક્ર ધારણ કરવું. ૧ શ્વેત મૃત્તિકાના ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવું. ૨ અષ્ટાક્ષરાદિ મહા મંત્રોના ઉપદેશ થવું. ૩ ભગવતદાસ્ય નામ ધારણ કરવું. ૪ નારાયણના આરાધના કરવું. ૫ આ પાંચ સંસ્કાર છે.

**તાત્પર્ય**—આ પંચ સંસ્કાર યુક્ત જે છે તેજ શ્રી વૈષ્ણવ છે એ પુરૂષનેજ સાત્વિક રામાનુજ સંપ્રદાયસ્થ જાણવું જોઇએ. આ પંચ સંસ્કાર બ્રાહ્મણાદિક સર્વ વર્ણોને પણ અધિકાર છે, એ વીશે પ્રમાણ ભરદ્વાજ સંહિતામાં ન્યાસોપદેશમાં પ્રથમા ધ્યાયમાં.

**श्लोकः ॥ ब्राह्मणक्षत्रियविशःस्त्रियश्चांतरजास्तथा ॥ सर्वेएवप्रपद्येरनसर्वधातारमच्युतम् ॥**

**અર્થ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રીઓ, બીજા જાતી વાળા સર્વ મનુષ્યમાત્ર નારાયણના શરણાગત થવું જોઇએ.

**તાત્પર્ય**—આ પ્રમાણે વિધિપુર્વક અગ્નિતપ્ત શંખ ચક્ર ધારણ કરવા સારૂ પ્રમાણો અથર્વણ વેદમાં બૃહદારણ્યકમાં સામવેદ બાષ્કલ સંહિતામાં યજુર્વેદ કઠ શાખામાં સુદર્શનો પનિષદમાં અઢાર પુરાણોમાં, સાત્વિક સ્મૃતિઓમાં, ભારતમાં, હરિવંશમાં અનેક પંચરાત્ર સંહિતાઓમાં ઘણા છે, પણ ગ્રંથ મોટા થઈ જાય માટે લખ્યા નથી તે તે ગ્રંથોમાં જોઈ લેજો.

**પ્રશ્ન**—શંખ ચક્ર ગદા પદ્મ ઈત્યાદિ મુદ્રાઓ ધાતુથી બનાવીને તે મુદ્રામાં ગોપીચંદન ચોપડીને તીલકના વચ્ચે તથા છાતીમાં તથા ભુજાઓમાં છાપા કરેછે તેને શીતલમુદ્રા કહેછે તેના શું પ્રમાણ છે તે કહો.

**ઉત્તર**—અનેક સાત્વિક શાસ્ત્રોમાં શીતલમુદ્રા ધારણ કરવાનાં પ્રમાણ અમને માલમ પડતા નથી. મુખમાં શ્વેત મૃત્તિકાના ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવાના પ્રમાણો અનેક છે. અને તે ઉર્ધ્વપુંડ્રના વચ્ચે શ્રી ચૂર્ણજ ધારણ કરવું જોઈએ બીજા કોઇ વસ્તુને પણ નહી ધારણ કરવું એવા પણ ઘણા પ્રમાણો છે માટે શાસ્ત્રોક્ત ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવું જોઇએ, અને ભૂજાઓમાં અગ્નિતપ્ત શંખ ચક્રજ ધારણ કરવું જોઇએ એ વીશે પ્રમાણ હારીતસ્મૃતિ બીજા અધ્યાયમાં હોમવીધી વીસ્તારથી કહીને પછી કહેલા છે કે.

श्लोकः ॥ प्राङ्मुखंतुसमासीनंशिष्यमेकाग्रचेतसं ॥
प्रतप्तचक्रशंखादिहेतिभिर्मंत्रमुच्चरन् ॥

અને પછી ૪ ચાર શ્લોકો થઆ પછી ફરી કહેલા છે કે—

श्लोकः ॥ केचित्तुशंखचक्रोद्वौप्रतप्तौबाहुमूलयोः ॥
धारयंतिमहात्मानश्चक्रमेकंतुचापरे ॥

પછી શંક ચક્ર ધારણના વખાણ કરીને પછી કેછે કે—

श्लोकः ॥ तस्माच्चक्रंविधानेनतप्तंवैधारयेद्द्विजः ॥
सर्वाश्रमेषुवसतांस्त्रीणांचश्रुतिचोदनात् ॥

પછી તેજ અધ્યાયમાં પંચ સંસ્કાર રહિતના નીંદા કરેલું છે કે—

श्लोकः ॥ शंखचक्रोर्ध्वपुंड्रादिचिन्हैःप्रियतमैर्हरेः ॥
रहितःसर्वधर्मेभ्यःच्युतोनरकमाप्नुयात् ॥ इत्यादि.

આજ રીતે પદ્મપુરાણ ઉત્તરખંડમાં ૩૦ ત્રીસમાં અધ્યાયમાં—

श्लोकः ॥ अग्नितप्तेनचक्रेणब्राह्मणोबाहुमूलयोः ॥ अंकयित्वाजपन्मंत्रं संसारान्मोक्षमश्नुते ॥ सुदर्शनंधारयित्वावह्नितप्तंद्विजोत्तमः ॥ तपनीयविधानेन पंचकर्मसुयोजयेत् ॥ इत्यादि.

આ રીતે આખા અધ્યાયમાં ઘણાજ અગ્નિતપ્ત શંખ ચક્રોના વખાણ કરીને અધ્યાયના અંતમાં કહેલું છે કે—

श्लोकः ॥ तस्माच्चक्रादिहेतीनांअंकनंवैष्णवंस्मृतं ॥
चक्रादिचिन्हहीनत्वाद्वैष्णवत्वंनलभ्यते ॥

આ રીતે કહેલું છે અને અનેક શ્રુતિઓ તથા પુરાણો તથા સ્મૃતિઓ સંહિતાઓમાં અગ્નિતપ્ત શંખ ચક્ર ધારણ કરવું. અને શ્વેતમૃત્તિકાના ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું આ રીતે હોય તોજ વૈષ્ણવ. કેહેવાય અને આ પ્રમાણે શંખ ચક્ર તથા ઊર્ધ્વપુંડ્ર ધારણ નૈ કરે તારે કદી વૈષ્ણવ કેહવાય નહી. આ રીતે કહેલું છે માટે વેદોક્ત હોમ વિધિ સ્મૃતિઓમાં જે રીતે કહેલું છે તે પ્રમાણે વીધીપુર્વક અગ્નિતપ્ત સંખ ચક્ર, તથા ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું જોઈએ આ રીતે ર્ક્યા વીના વૈષ્ણવત્વ પ્રાપ્ત થતી નથી. એમ અનેક પ્રમાણો કેહેછે.

**પ્રશ્ન**—શ્વેત મૃતિકાથી ઊર્ધ્વપુંડ્ર શી રીતે ધારણ કરવું જોઇએ.

**ઉત્તર**—સાત્વિક એવા ભરદ્વાજ સંહિતામાં ન્યાસોપદેશ તૃતીયાધ્યાયમાં

श्लोकः ॥ ऋजूनिस्फुटपार्श्वानिसांतरालानिविन्यसेत् ॥ ऊर्ध्वपुंड्राणि दंडाब्जमत्स्यदीपनिभानिच ॥ इत्यादि ॥ ततोदिव्यंचहारिद्रंसहेमतुलसीदलं ॥ मंत्रेणधारयेच्चूर्णंललाटेमस्तकेतथा ॥

**અર્થ**—શ્વેતમૃત્તિકાથી ઊર્ધ્વપુંડ્ર લલાટાદિ સ્થાનોમાં વિષ્ણુપાદાકાર ધારણ કરવું જોઇએ અને તેના પાર્શ્વે દંડાકારથી અથવા મત્સ્યાકારથી અને સીધા સુંદર કરવું જોઇએ. અને તેના મધ્ય ભાગમાં દિવ્ય હરિદ્રાચૂર્ણ એટલે શ્રીચૂર્ણ ધારણ કરવું જોઇએ બીજુ પદ્મ પુરાણ ઊત્તરખંડ ૩૧ માં અધ્યાયમાં.

**श्लोकः ॥ श्रीरंगेवेंकटाद्रौचश्रीकूर्मेद्वारकेशुभे ॥ प्रयागेनारसिंहाद्रौवाराहेतुलसीवने ॥ गृहीत्वामृत्तिकांभक्त्याविष्णुपादजलैःसह ॥ आरभ्यनासिकामूलंललाटांतंलिखेन्मृदा ॥ समारभ्यभ्रुवोर्मध्यमंतरालंप्रकल्पयेत् ॥ अंतरालंद्व्यंगुलंस्यात्पार्श्वौवंगुलिकौस्मृतौ ॥ मृदाशुभ्रेणविलिखेत्पुंड्रंऋजुतरंशुभं ॥ इ०**

**તાત્પર્ય**—આ પ્રમાણોથી પણ એમ નિશ્ચય થયો કે શ્રી રામાનુજ સંપ્રદાય વાળા દક્ષિણ દેશના આચાર્ય પુરૂષો શ્વેત મૃત્તિકાથી જે ઊર્ધ્વપુંડ્ર ધારણ કરેછે તેજ ઊર્ધ્વપુંડ્ર છે બીજા નથી ભરદ્વાજ સંહિતા ન્યાસોપદેશ તૃતીયાધ્યાયમાં—

**श्लोकः ॥ निर्घर्षणादिविधिवत्कृत्वाध्यायनजगद्गुरुम् ॥ आसीनोंगुलिभिर्दद्यादूर्ध्वपुंड्रानस्वयंक्रमात् ॥ ऊर्ध्वपुंड्रंललाटेतुकुर्वांतिचतुरंगुलम् ॥ उदरेहृदिकंठेचदशाष्टचतुरंगुलान् ॥ दक्षिणोदरबाह्वंसेष्वेवंत्रीणीतरत्रच ॥ आद्यवत्पृष्ठतोद्वेचमूर्ध्निचैवत्रयोदश ॥ त्रिधासर्वत्रविस्तारश्चतुस्त्रिद्व्यंगुलिक्रमात् ॥ उत्तमोमध्यमोहीनःपार्श्वौवंगुलिकौस्मृतौ॥ तत्रतत्रस्मरनमंत्रानकेशवादीन्न्यसेत्क्रमात्॥**

**તાત્પર્ય**—આ પ્રમાણના અભીપ્રાય એવું છે કે પોતેજ ઊત્તમમૃતિકા લઇને વિધિ પુર્વક ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું જોઇએ અને લલાટાદિ બાર જગામાં બાર ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું જોઇએ આ શ્લોકોમાં કહ્યા પ્રમાણે ઊર્ધ્વપુંડ્રોના વિસ્તાર તથા ધારણ વિધિ આ ગ્રંથમાં નિત્યાનુષ્ઠાન વિધિમાં વીસ્તારથી જોઇ લેજો. આ ઊર્ધ્વપુંડ્રના પ્રમાણ કાત્યાયનોપનિષદમાં, વરાહોપનિષદમાં, નારદોપનિષદમાં, ગોપીચંદનોપનિષદમાં, અથર્વણવેદમાં, અઢાર પુરાણોમાં, અનેક સ્મૃતિઓમાં, અનેક સહિંતાઓમાં ઘણા છે.

**પ્રશ્ન**—હાલ જગતમાં ઊર્ધ્વપુંડ્ર કંકુથી કેસરથી ચંદનથી કરેછે અને પટ્ટાકાર એટલે અછિદ્ર ઊર્ધ્વપુંડ્ર કરેછે તે કરવું કે નહી કરવું—

**ઉત્તર**—ભરદ્વાજસંહિતા ન્યાસોપદેશમાં ચતુર્થાધ્યાયમાં—

**श्लोकाः ॥ नचंदनादिभिर्गंधैःकर्तव्यंनचभस्मना ॥ नमृद्भिश्चाप्रशस्ताभिरूर्ध्वपुंड्रंकदाचन ॥ तमसोभस्मरजसोगंधाःसत्वस्यमृत्तिका ॥ तस्माद्भस्मादिभिर्नेच्छेदेकांतीसिद्धिमात्मनः ॥ रौद्रव्रतादिनिरतैस्तथामोहनतांत्रिकैः ॥ शवेंधनकरीषादिभस्मभिःकर्मसाध्यते ॥ मूलजंगंधसारादिमृगनाभ्यादिजीवजं ॥ मनःशिलादिधातूत्थंत्रयंपुंड्रेमुमुक्षुकामिनाम्॥रजस्तमोभिभूतानांनतुमोक्षःकथंचन॥**

**તાત્પર્ય**—આ શ્લોકોથી તાત્પર્ય એમ થાય છે કે રજોગુણી તમોગુણી લોકો અને મોહન વશીકરણાદિક કામ્યકર્મ કરનારાઓ ચંદનાદિક વસ્તુથી ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું જોઈએ પણ મુમુક્ષુ પુરૂષ જારે શ્વેતમૃત્તિકા વીના બીજા વસ્તુઓથી ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે તારે રજોગુણી અથવા તમોગુણી થઇ જાયછે. જારે સત્વ ગુણથી રહિત થયો તારે મોક્ષોપાય પણ બરોબર નહી થાય અને ઉપાય સંપુરણ કર્યાવીના મોક્ષ નહી થાય. માટે મુમુક્ષુજન સાત્વીક શાસ્ત્રોક્ત શ્વેતમૃત્તિકાનાજ ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું જોઈએ બીજાથી કદી નહી કરવું જોઇએ— પદ્મ પુરાણ ઊત્તરખંડમાં ૩૧ અધ્યાયમાં—

**શ્લોકઃ ॥ अच्छिद्रमूर्ध्वपुंड्रंतुयेकुर्वंतिद्विजाधमाः ॥**
**तेषांललाटेमततंशुनः पादोनसंशगः ॥**

**તાત્પર્ય**—આ પ્રમાણથી એમ નિશ્ચય થાય છે કે અછિદ્ર એટલે પટ્ટાકાર ઊર્ધ્વપુંડ્ર બિલકુલ નહી કરવું જોઈએ માટે પૂર્વોક્તસ છિદ્ર ઊર્ધ્વપુંડ્રજ ધારણ કરવું જોઇએ—

**પ્રશ્ન**—શ્વેતમૃત્તિકાથી અથવા ગમે તે ધોળી ચીજથી ઊર્ધ્વપુંડ્ર ધારણ કરીને તેના વચલી ભાગમાં કંકુના અથવા કેસરના અથવા ગોપીચંદનના બીંદુ એટલે ચાણલા કરે છે તેના શું આધાર છે.

**ઉત્તર**—વચ્ચે ચાંણલા કરવા વાસ્તે કોઈ ઠેકાણે પ્રમાણ જણાતા નથી. અને શ્વેત મૃત્તિકાથીજ ઊર્ધ્વપુંડ્ર ધારણ કરીને તેના વચ્ચે હરીદ્રાચૂર્ણ સુક્ષ્મરેખાકાર કેશ પર્યંત ધારણ કરવાને વાસ્તે અનેક પ્રમાણો છે માટે શ્રીચૂર્ણ વીના બીજા કોઇ વસ્તુને ધારણ નહી કરવું જોઇએ.

**પ્રશ્ન**—આ પ્રમાણે પંચ સંસ્કારના વખાણ કરોછો પણ લિંગ પુરાણમાં તથા સ્કંદપુરાણમાં કહેલું છે કે શંખ ચક્રાંકિત પુરૂષ ચંડાલ જેવાછે અને શ્વેતમૃત્તિકાના ઊર્ધ્વપુંડ્ર ધારણ કરનારાને મુખ પણ નહી જોવું જોઈએ એવું કહેલુછે તેથી પંચ સંસ્કાર ઊત્તમ કેમ થયા—

**ઉત્તર**—વિષ્ણુધર્મોત્તર પુરાણમાં એમ કહ્યુંછે કે.

**શ્લોકઃ ॥ मध्यमोराजसोधर्मस्तामसस्त्वधमःस्मृतः ॥**
**सात्विकस्तूत्तमोज्ञेयस्तस्मात्सात्विकमाचरेत ॥** એવુંજ ભરદ્વાજ સ્મૃતિમાં પણ કહ્યુંછે કે. **सात्विकैरेववर्तेतसात्विकोक्तंसमाचरेत् ॥**
**राजसंतामसंचैवदूरतः परिवर्जयेत ॥**

**અર્થ**—આ બે પ્રમાણોથી એમ અર્થ થાયછે કે સાત્વિક વિરૂદ્ધ જેટલાં વચનો છે તે સર્વે સાત્વિકને કોઈ દીવસ ખંડન કરી શક્તા નથી. માટે રાજસ તામસ શાસ્ત્રોના વચન દૂર ત્યાગ કરીને સાત્વિક પ્રમાણેજ ચાલવું જોઇએ. માટે સાત્વિક શાસ્ત્રોમાં કહેલા ઉર્ધ્વપુંડ્રજ ઉત્તમ છે એને કોઇ બાધ કરે એવું નથી.

**પ્રશ્ન—अवश्यंपितुराचारः ॥** આ રીતે પ્રમાણ છે માટે પોતાના બાપદાદાના કરેલા ગુરૂને છોડીને બીજા ગુરૂને કેમ કરાય. અને પોતાના ગુરૂની કંઠી કેમ કાઢી નખાય તે કહો.

**ઉત્તર**—પદ્મપુરાણમાં ઉત્તરખંડમાં ૩૨ મા અધ્યાયમાં.

**श्लोकः ॥ अवैष्णवोपदिष्टेनमंत्रेणनपरागतिः ॥**

**पुनश्चविधिनासम्यग्वैष्णवाद्ग्राहयेत्सुधीः ॥**

**અર્થ**—સાત્વિક સંપ્રદાય નિષ્ઠ એવા શ્રી વૈષ્ણવ સદ્‌ગુરૂના પાસે વિધિ પૂર્વક મંત્રાદિક ગ્રહણ કર્યા વીના કોઇ દીવસ મોક્ષ સિદ્ધિ નથી. માટે કદી અવૈષ્ણવ એટલે સાત્વિક સંપ્રદાય રહિતના પાસે મંત્રોપદેશ થયા હોય તો પણ ફરીથી શ્રી વૈષ્ણવ સદ્‌ગુરૂના પાસે વિધિ પૂર્વક મંત્રાદિક ગ્રહણ કરવું જોઇએ.

**તાત્પર્ય**—આ રીતે અનેક ગ્રંથોમાં પ્રમાણો છે માટે રામાનુજ સંપ્રદાયજ ઉત્તમ છે એમ જાણ્યા પછી જરૂર તે મત વાળા ગુરૂનો આશરો કરવો-**असारमल्पसारंच सारं सारत्तरंत्यजेत ॥ भजेत्सारतमंशास्त्रेरत्नाकरइवामृतं ॥** આ પ્રમાણને પણ એજ અભિપ્રાય છે. અવશ્યંપિ તુરાચારં, આ જે પ્રમાણ છે તેના પણ અર્થ એમ છે કે બીજા લૌકિક કર્મો સર્વે પોતાના વંશ પરંપરા પ્રમાણે કરવું જોઈએ. એમ જ્યારે અર્થ નહી કરીએ પીતાએ જેમ કર્યું હોય તેમજ કરવું જોઈએ. એમ અર્થ કરીએ તો ઘણું અવળું થઈ પડે અને પીતા આંધળા હોય તો પોતાની પણ આંખો ફોડી લેવી પડે.

**પ્રશ્ન**—મહારાજ સર્વ ધર્મ વાળા પોતપોતાના મતમાં એમજ જાણેછે કે અમારા મત જ ખરાછે અને ઉત્તમ છે ત્યારે પોતાની મત કેમ ત્યાગ કરે.

**ઉત્તર**—એ ભાઇ, માટેજ હઠ બુદ્ધિ ત્યાગ કરીને સર્વ શ્રુતિસ્મૃત્યાદિકોના રાજસ તામસ વિભાગ કરી જુવો એટલે રામાનુજ સંપ્રદાયજ સાત્વિક છે, અને ઉત્તમ છે એમ જણાશે.

**પ્રશ્ન**—હાલ ઘણા માણસો પંચસંસ્કાર યુક્ત થયા વીના શ્રી રામચંદ્રજી, શ્રી કૃષ્ણજી, નરસિંધજી, ઈત્યાદિ નારાયણના સ્વરૂપોની ભક્તિ કરેછે. તેથી મોક્ષ થતી નથી કે શું તે કહો.

**ઉત્તર**—અહો એવા શ્રીમંનારાયણના ભક્તિ અત્યંત જે કરેછે, તે પુરૂષોના નામ લીધાથી પણ બીજાનાં પાપ જાયછે, ને તેમને સદ્‌ગતિ કેમ નથી. જરૂર થાયછે પણ ભજનના પ્રતાપથી બીજા જન્મમાં. શ્રી વૈષ્ણવ એટલે પંચસંસ્કાર યુક્ત થઇને મોક્ષ પ્રતિ પધારેછે. આ વીશે ઘણા પ્રમાણો ભરેલા છે.

**પ્રશ્ન**—પંચસંસ્કાર થયા વીના જ્યારે મોક્ષ નથી ત્યારે તુલસીદાસજી, સુરદાસજી, કબીરદાસજી, નરસીમેહેતાજી, ઈત્યાદિ. મહાપુરૂષોને પંચસંસ્કાર વીના પણ મોક્ષ થયુંછે તે કેમ થયું.

**ઉત્તર**—આ સત્પુરૂષો પુર્વ જન્મના યોગી એટલે અષ્ટાંગયોગાભ્યાસ કરેલા હતા માટે તેમને પંચસંસ્કાર વીના પણ મોક્ષ થયા. આ સર્વ હકીકતના ખુલાસો શ્રી રહસ્ય ત્રયસારમાં છે. આ પંચસંસ્કાર એકજવાર થવું જોઇએ. અનેકવાર નહીં થવું જોઈએ. કદી વીધીપૂર્વક વેદોક્ત હોમાદિક કર્યા વીના પંચસંસ્કાર યુક્ત પોતે થએલા હોય ત્યારે ફરીથી વીધીપૂર્વક શંખ ચક્રાદીક લેવું જોઇએ. પણ વીધીપુર્વક થએલા હોય તો ફરીથી નહી થવું જોઇએ. આ વીશે પ્રમાણ ઘણા છે.

## ॥ अवैष्णवत्वेप्रत्यवायः ॥

**પ્રશ્ન**—શ્રી વૈષ્ણવ નહી થાય તો શું હરકત છે.

**उत्तर**—हारीतस्मृतिमां, द्वितीयाध्यायमां, अचक्रधारिणोविप्राःसर्वध र्मेषुगर्हिताः ॥ अवैष्णवत्वमापन्नानरकंयांतिनिश्चयं ॥ चक्रादिचिन्हरहितंप्राकृ तंकलुषान्वितं ॥ अवैष्णवंतुतंदूरात्श्वपाकमिवसत्सजेत ॥ तस्माच्चक्रंविधानेनत प्तंवैधारयेद्विजः शंखचक्रोर्ध्वपुंड्रादिचिन्हैःप्रियतमैर्हरेः । रहितःसर्वधर्मेभ्यः च्यु तोनरकमाप्नुयात् ॥ श्राद्धोहोमस्तथादानंस्वाध्यायःपितृतर्पणम् ॥ भस्मीभवतित त्सर्वमूर्ध्वपुंड्रंविनाकृतं । પદ્મપુરાણ ઉત્તરખંડ ૩૦ અધ્યાયમાં अधृत्वावाधिनाचक्रंब्राह्म णः पतितोभवेत् ॥ विष्णुचक्रविहीनंतु प्रयत्नेनविवर्जयेत ॥ ઇત્યાદિ અનેક ગ્રંથોમાં હજારો પ્રમાણ છે. માટે પંચ સંસ્કારયુક્ત નહિ થવાથી ઘણાજ દોષ છે, માટે જરૂર પંચ- સંસ્કાર સારા ગુરૂના પાસે કરાવવું જોઇએ.

## ॥ आचार्यलक्षणम् ॥

**પ્રશ્ન**—ગુરૂના લક્ષણ શું છે કેવા હોય તો ગુરૂ કરવા તે કહો.

**ઉત્તર**—પદ્મપુરાણ ઉત્તરખંડમાં ૩૨ મા અધ્યાયમાં એમ કહ્યુંછે કે.

**श्लोकः** ॥ न्यासेवाप्यर्चनेवापिमंत्रमेकांतिनःश्रयेत ॥ अवैष्णवोपदि ष्टेनमंत्रेणनपरागतिः ॥ सहस्त्रशाखाध्यायीचसर्वयज्ञेषुदीक्षितः ॥ कुलेमहति जातोपिनगुरुःस्यादवैष्णवः ॥

**અર્થ**—મોક્ષ વાસ્તે અથવા બીજા કોઈ પુજા વાસ્તે મંત્રોપદેશ લેવો હોય તો એ- કાંતી એટલે શ્રી વૈષ્ણવ પુરૂષ પાસેજ લેવું જોઇએ. ઘણા વીદ્વાન હોય અને ઘણા ઉચા કુળવાળા હોય તોપણ અવૈષ્ણવ કોઇ દીવસ પણ ગુરૂ થઇ શકતો નથી. માટે શ્રી વૈષ્ણવ પાસેજ ઉપદેશ લેવું જોઇએ.

**પ્રશ્ન**—વૈષ્ણવને ગુરૂ કરવા જોઈએ ખરા પણ વીષ્ણુની ભક્તિ કરે તેને વૈષ્ણવ જા- ણવા કે પંચસંસ્કાર યુક્ત હોય તો વૈષ્ણવ જાણવું તે કહો.

**ઉત્તર**—હારીતસ્મૃતિમાં દ્વીતીયાધ્યાયમાં.

**श्लोकः** ॥ अचक्रधारिणोविप्राः सर्वधर्मेषुगर्हिताः ॥
अवैष्णवत्वमापन्नानरकंयांतिनिश्चयं ॥ इत्यादि ॥

**તાત્પર્ય**—આ પ્રમાણુથી એમ નિશ્ચય થાયછે કે પંચસંસ્કાર યુક્ત જે છે તેજ વૈષ્ણવ છે. બીજા વીષ્ણુના ભક્તિ કર્યાથી વિષ્ણુ ભક્ત કહેવાય છે ખરા પણ વૈષ્ણવ સંજ્ઞા નથી આવતી. માટે પંચસંસ્કાર યુક્ત એવા શ્રી વૈષ્ણવ પાસે પંચસંસ્કાર ગ્રહણ કરવું.

**પ્રશ્ન**—કદી ભુલથી કે અજાનથી અવૈષ્ણવના પાસે મંત્ર ઉપદેશ થયા હોય તો શું કરવું.

**ઉત્તર**—પદ્મપુરાણ ઉત્તરખંડમાં ૩૨ મા અધ્યાયમાં.

**श्लोकः ॥ अवैष्णवोपादिष्टेनमंत्रेणनपरागतिः ॥**
**पुनश्चविधिनासम्यग्वैष्णवाद्ग्राहयेत्सुधीः ॥**

**તાત્પર્ય**—આ પ્રમાણથી એમ નિશ્ચય થાયછે કે અવૈષ્ણવના પાસે મંત્ર ઉપદેશ થયા હોય તો પણ શ્રી વૈષ્ણવના પાસે વિધિપૂર્વક પંચસંસ્કાર ગ્રહણ કરવું.

**પ્રશ્ન**—વૈષ્ણવ લોકોમાં પણ કેવા હોય તો ગુરૂ કરવું જોઇએ.

**ઉત્તર**—ભરદ્વાજ સંહિતા ન્યાસોપદેશ પ્રથમાધ્યાયમાં.

**श्लोकः ॥ सप्तपूरुषविज्ञेयसंततैकांतनिर्मले ॥ कुलेजातोगुणैर्युक्तोविप्र श्रेष्ठतमोगुरुः ॥ नजातुमंत्रदानारीनशूद्रोनांतरोद्भवः ॥**

**અર્થ**—પોતાના પિતૃપિતામહ પ્રપિતામહ આદી સાત પીંડીવાળા પણ શ્રી વૈષ્ણવ પરમૈકાંતી થએલા જોઇએ. એવા સાત પીંડીના શ્રી વૈષ્ણવ એવા સત્કુળમાં પોતે ઉત્પન્ન થયેલા જોઈએ. અને ઉત્તમ બ્રાહ્મણ જાતી વાળા અને ગુરૂના જે ગુણો જોઇએ તે ગુણોથી પરિપુર્ણ જે મહાત્મા છે તેજ ગુરૂ કરવા લાયક છે અને કદી પણ ક્ષત્રિય તથા વૈસ્ય તથા શુદ્ર તથા સ્ત્રીઓ તથા ઇતિર વર્ણ વાળાને મંત્રોપદેશ કરવાના અધિકાર નથી.

**તાત્પર્ય**—આવા પ્રમાણો અનેક છતા પણ સ્ત્રી શુદ્રાદિકો પાસે ઘણા લોકો મંત્રોપદેશ લેછે તે ઘણુજ નારાયણના માયાના જોર જાણવું જોઇએ આવા ગુરૂના લક્ષણો અનેક સ્મૃતિ સંહિતામાં છે તે સર્વે સંગ્રહ કરીને પૂર્વાચાર્યોએ શ્લોક બનાવ્યાછે તે આ નીચે લખ્યાછે તેના અર્થ જાણવાથી માલમ પડશે.

**श्लोकः ॥ सिद्धंसत्संप्रदायेस्थिरधियमनघंश्रोत्रियंब्रह्मनिष्ठंसत्वस्थंसत्यवाचंसमयनियतयासाधुवृत्यासमेतं ॥ डंभासूयादिमुक्तंजितविषयगणंदीर्घबंधुंदयालुंस्खलितेशासितारंस्वपराहितपरंदेशिकंभूष्णुरीप्सेत ॥ इतिन्यासविंशतौश्लोकः**

બીજુ રામાનુજસ્વામીએ ૭૪ ચૌવોતિર આચાર્યોને ગુરૂ પદવી આપેલાછે માટે રામાનુજસ્વામીજીના આજ્ઞા પ્રમાણે આ ચૌવોતિર આચાર્ય પુરૂષોમાં કોઈ સારા ગુણવાનને ગુરૂ કરવું જોઇએ અને વંશપરંપરાથી જેમને ગુરૂ પદવીછે તેમના પાસેજ શિષ્ય થવું જોઈએ બીજાના પાસે નહીં થવું જોઇએ.

## ॥ शिष्य लक्षणम् ॥

**પ્રશ્ન**—શિષ્યના લક્ષણ કેવા જોઇએ તે કહો.

**ઉત્તર**—શિષ્ય થવા સારૂ બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય શુદ્રો વીગેરે અનેક જાત તથા સ્ત્રીઓ સર્વેને પણ અધિકાર છે અને ગુરૂના વીશે તનમન ધન પણ અર્પણ કરીને અત્યંત ભક્તિ કરવું જોઇએ આ વિશે પ્રમાણ ભરદ્વાજ સંહિતા ન્યાસોપદેશમાં પ્રથમાધ્યાયમાં—

श्लोकः ॥ शान्तोनसूयुःश्रद्धावान्गुर्वर्थात्मीयवृत्तिकः ॥
शुचिःप्रियहितोदांतः शिष्यश्चोपरतःसुधीः ॥ इत्यादि ॥

**તાત્પર્ય**—આવા અનેક પ્રમાણો છે માટે ગુરૂના આધીન થઇને રેહેવું એ શીષ્યના લક્ષણ છે આવા શીષ્યના લક્ષણ પણ પૂર્વાચાર્યોએકહેલા છે કે—

श्लोकः ॥ सद्बुद्धिःसाधुसेवीसमुचितचरितस्तत्वबोधाभिलाषीशुश्रूषुस्त्यक्तमानःप्रणिपतनपरः प्रश्नकालप्रतीक्षः ॥ शांतोदांतोनसूयुःशरणमुपगतःशास्त्रविश्वासशालीशिष्यः प्राप्तःपरीक्षांकृतविदभिमतंतत्वतः शिक्षणीयः ॥ इति न्यासविंसतौश्लोकः ॥

બીજુ શીષ્ય લોકો ગુરૂના શેવા તથા પુજા વીગરે જે કરેછે તે બધા શિષ્યના ધર્મ છે. પણ ગુરૂને પ્રત્યુપકાર નથી. આવી શેવા નહી કરે તો શિષ્યના સ્વરૂપ હાની છે આવા ગુરૂના કૃત્ય તથા શિષ્યના કૃત્ય વિશેષથી જાણવું હોય તો મંત્રાર્થ રૂપ **श्रीमद्रहस्यत्रयसार** સાંભળવાથી માલમ પડશે બીજુ ભરદ્વાજ સંહિતામાં ચતુર્થાધ્યાયમાં—

श्लोकः ॥ गुरोरपन्हवात्त्यागात्साम्याद्विस्मरणादपि ॥
लोभमोहादिभिश्चान्यैरपचारैर्विनश्यति ॥ इत्यादि.

**અર્થ**—આવા ગુરૂની નિંદા કર્યાથી તથા ત્યાગ કર્યાથી તથા ગુરૂ તથા હું બન્ને પણ સમાન છીએ. એવા સામ્ય બુદ્ધિ રાખ્યાથી તથા લોભથી કે મોહથી ગુરૂને ભુલી ગયાથી બીજા ગમે તે અપરાધ કર્યાથી શિષ્યને દુર્ગતી થાય છે.

**તાત્પર્ય**—માટે ગુરૂના અપરાધ કદી નહી કરવું. કદી ગુરૂ ક્રોધ પામી ગયા ત્યારે સારા વચનોથી સમઝાવીને કોપ શાંતી કરવું અને કદી અપરાધ થઈ ગયા ત્યારે તેમના ચરણારવીંદમાં પડીને ક્ષમા કરાવવું જોઇએ. આ સર્વ વીશે ખુલાસો **श्रीरहस्यत्रयसार** શ્રવણ કરવાથી માલુમ પડશે—

બીજુ ભરદ્વાજ સંહિતા ન્યાસોપદેશ તૃતીયાધ્યાયમાં.

श्लोकः ॥ गुरोश्चपत्नीपुत्रादिष्वन्येष्वप्यमलात्मसु ॥
कुर्यादाचार्यवद्वृत्तिंतत्रतत्रव्यवस्थया ॥

**અર્થ**—ગુરૂના પત્ની, પુત્ર, પૌત્રાદીક, ભાઇ, અને ગુરૂના અત્યંત પ્રીતિ પાત્ર કોઈ-પણ ભાગવત હોય તેમના વીશે પણ વ્યવસ્થા પ્રમાણે ગુરૂની સરખી ભક્તિ કરવી જોઈએ.

**તાત્પર્ય**—એમ અનેક પ્રમાણો છે માટે ગુરૂના પ્રીતીપાત્ર એવા સત્પુરૂષોને ગુરૂ જેવા જાણવા જોઇએ.

ગુરૂની નીંદા કરવું અને તીરસ્કાર કરવું એજ અપરાધ નથી પણ ગુરૂના વીશે તથા ભાગવતોના વીશે કપટ બુદ્ધિ રાખવું અને તેમના આજ્ઞાને અનાદર કરવું ઈત્યાદી ગમે તે કરે તો પણ અપરાધ કેહવાય છે—

આવા અપરાધ રહીત શીષ્યને ગુરૂએ તત્વત્રય ઊપદેશ કરવું જોઈએ.

# ॥ तत्वत्रयम् ॥

**પ્રશ્ન**—તત્વત્રય એટલે શું.

**ઉત્તર**—અનેક શ્રુતિસ્મૃતિ આદિ પ્રમાણોથી નીશ્ચય થયેલા ઇશ્વર તથા જીવ તથા અચેતન આ ત્રણને તત્વત્રય કહેછે

**પ્રશ્ન**—કેટલાક લોક એમ કહેછે કે પરબ્રહ્મ એકજછે અને અન્ના નથી જગત ભાસે છે તે શુ કહો.

**ઉત્તર**—બીજા મત વાળા ગમે તે રીતે કહો તે અમને કાંઇ ગરજ નથી પણ અનેક ઊપનિષદોમાં ભેદશ્રુતિ અભેદશ્રુતિ અંતર્યામિશ્રુતિ આ ત્રીણ પ્રકાર છે. આ ત્રીણે પ્રકારના એક અર્થ કરવાથી એમ નિશ્ચય થાય છે કે ત્રીણતત્વ ખરા છે આ વીશે શાસ્ત્રાર્થ જાણવું હોય તો **श्रीभाष्य—श्रीरहस्यत्रयसार** જાણવાથી સકલ સંદેહ નીવારણ થશે ઇશ્વર શ્રીમન્નારાયણ છે એ એકજ છે જ્ઞાનશક્તિઆદિ અનેક ગુણો તેમના વીશે રહેલા છે માટે સગુણ બ્રંહ્મ કહેછે લોભ મોહાદિક દુર્ગુણ તેમના વીશે નથી. માટે નિર્ગુણ બ્રંહ્મ કહેવાય છે ભક્ત લોકોને સુખ આપવા દિવ્ય સ્વરૂપ ધારણ કરેલા છે માટે સાકાર કેહેવાય છે અને સર્વ વ્યાપી છે માટે નિરાકાર પણ કહેવાયછે. જીવ અનેક અને અસંખ્યાક છે અને અણુ સ્વરૂપ અને સદા ઇશ્વરાધીન છે તેમના દાસ છે અવસ્થા ભેદથી બદ્ધ મુક્ત નિત્ય એ રીતે ત્રીણ પ્રકાર છે બ્રહ્માઆદી તૃણ પર્યંત જે જીવ માયામાં છે તે બદ્ધ છે ઇશ્વરના કૃપાથી જેમને મોક્ષ થઈ ગયા તે મુક્ત કહેવાય છે જેમને કોઈ દીવસ પણ સંસારનાસ્પર્શ નથી. એવા શેષ ગરૂડાદીક નિત્ય કહેવાય છે.

અચેતન તત્વ જે છે તે ધર્મભૂત જ્ઞાન, શુદ્ધસત્વ, કાલ, ત્રિગુણ એ રીતે ચાર પ્રકાર છે આ વીશે સાધારણ રીતે જાણવું હોય તો તત્વાદર્શ જોજો વીશેષથી જાણવું હોય તો રહસ્યત્રયસારમાંથી જાણજો.

**પ્રશ્ન**—ઈશ્વર શ્રીમન્નારાયણ છે એમ કહોછો પણ નારાયણ રામકૃષ્ણાદિ અવતાર લઇને ઘણાવાર મહાદેવની પૂજા કરેલી છે અને વરદાન પણ લીધેલા છે એમ અનેક ગ્રંથોમાં કેહેછે ત્યારે નારાયણ ઈશ્વર કેમ થયા મહાદેવજ ઇશ્વર થવું જોઇએ.

**ઉત્તર**—પદ્મપુરાણ ઉત્તરખંડ ૪૦ મા અધ્યાયમાં.

**श्लोकः ॥ अहमप्यवतारेपुत्वांचरुद्रमहावलः ॥**
**तामसानांमोहनायपूजयामियुगेयुगे ॥ इत्यादि.**

**અર્થ**—નારાયણ મહાદેવને કહેછે કે હું પણ અનેક અવતાર લઇને તમારી પુજા કરીશ અને તમારાથી વરદાન લઇશ.

બીજુ સાત્વિક એવા વરાહપુરાણ ઉત્તરખંડમાં પણ મહાદેવને હરિ કહેછે કે.

**श्लोकः ॥ देवकार्यनिमित्तेषुमानुषत्वमुपागतः ॥**
**त्वामेवाराधयिष्यामित्वंचमेवरदोभव ॥ इत्यादि.**

**તાત્પર્ય**—આ શ્લોકનો પણ એજ અર્થછે માટે રામચંદ્રાદીક અવતાર લઇને જે પૂજા

